

પ્રભુ ! પ્રભુ !!



# આ ધમાલ શેની છે?

# ભાઇલાલની ભંજગડેની.

દોહરો.

શું સટ્ટો શું બ્રાન્ડીયો, શું ગાંજો શું પ્યાર,
વાંચે જે કોઇ વીરલો, કરે વખાણ હદપાળ.

પ્રકાશક: -

ભાઇલાલ દેશાઇભાઇ પટેલ નિવાસી કરમસદ
હાલ મુકામ ગોપીપુરા લીમડાચૌટું—સુરત.

"જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં મુલચંદ કસનદાસ
કાપડીઆએ છાપ્યું. ખપાટીઆ ચકલા—સુરત.

આવૃતિ ૧ લી    પ્રત. ૪૦૦૦
સંવત ૧૯૭૬    ઇ. સ. ૧૯૨૦

કીંમત દોઢ આનો

વાંચો વંચાવો. અને લાભ લ્યો.

## વહેલો તે પહેલો

# ચંપાની કળી.

મહેરબાન સાહેબો, આ અમારી નાની ચોપડી નામે ચંપાની કળી ફક્ત એકજ વખત વાંચવા ભલામણ છે.

ફકત જેમ બને તેમ જલદી બે આનાની ટીકીટ બીડી મંગાવી લેવા ખાસ વિનંતી છે.

કમર કસી તૈયાર રહેશો, બહાર ગામ ખાતે ચોપડી વેચનારા એજંટો જોઇએ છીએ, અથવા તો નોકરની પણ જરૂર છે. ઉમેદવારે જાતે મલવું અગર તો નીચે મુજબ પત્ર લખવો. પગાર લાયકાત મુજબ આપીશું.

**ભાઈલાલ દેશાઈભાઈ પટેલ.**

ગોપીપુરા–લીમડીકુઇ,

**સુરત.**

# શું ! સમજ શોખીના છો કે શું !

## ગઝલ

મેં ઘરમાં બેગીને પૂછ્યું આજે જાવું છે નાટકમાં,
ટીકીટ લીધી છે આરચેષ્ટાની કેમ આવી શકે તું સાથમાં.
કોટ પાટલુન ને કોલર સાથે હું પોઝીશનથી ચાલીશ,
ફેન્સી સાડી પોલકા સાથે દાગીના તુજને આપીશ.
ખેલમાં ખુબસુરત બાળા છે સીનેરી તેની સારી,
દેશી કંમ્પનિના એક્ટરોની શું ખુબીની બલીહારી.
પંકાતી ઇન્ડીઆમાં ભારે મુંબઇમાં મથક મોટું,
ત્રીજી બ્રાંચ બરોડે મહાલે સુરતમાં નંમ્બર ઊંચું
આ પ્રમાણે દેશી કંમ્પની આજે અહીં પધારી છે,
ટીકીટ રીઝર્વ મેં જલદી કીધી એ કંમ્પની બહુ સારી છે.
મેં જોયું મેં દીઠું એવું ઓડીયન્સ ઘણું ભરાય છે,
દીઠું તે ડાઇરેક્ટ જાણી તુરત રીઝર્વ કરાવે છે.
બીજામાં બે જલદી વાગે સ્ટેન્ડર્ડ ટાઇમ પુરો કરે,
દેશરૂપી નિશાન ફરકાવ્યું કેમ કામ કમાલ ન કરે.
પ્રિયા ચુકો શું લેવા લાવો સ્વર્ગ સમાન સઘળા લાભે,
આતુર છે આ હૈયડું મારું આજ રાતના નવ વાગે.
કેમ પ્રિયા શો વિચાર કીધો ચુકશો શું લેવા લ્હાવો,
પસ્તાશો પાછળથી મોટું મેવો મીઠો છે આવો.

ધન્ય જનેતા કુખે આવ્યા રત્ન આવાં એવા હીરાં,
કંપનીમાં પ્રખ્યાતી કીધી કર્યાં કર્મ તે તો કુરીયાં.
અંધા જન અરબડીઆં ખાતાં સુણી નામ દીવાના થાય,
આ બલીહારી જોવા માટે પ્રભુ ભજન એ પ્રિતે ગાય.
વાંઝીયાને જો પુત્ર મળે તો અંધાને આંખો આવે,
પ્રભુ પ્રભુ આ નાટકરૂપી સ્વર્ગ જોવાને તે આવે.
ઘણા શોખથી તુજને કહું છું હું બજારે જાઉં છું,
સોનાના દાગીના સાથે ફેન્સી ડ્રેસ અહીં લાવું છું.
સતિ પતિ આલીંગન બની છે સુણી લીધાં પતિ વચનો,
દીવાનો સમજાવે સારૂં લખ્યાં બાઇબલનાં વચનો.



## સતિ સ્વામીને બોધ કરે છે.

### ગઝલ

પૂછો પંડિતને જઇ પોથીમાં લખ્યા લેખ શું છે કેવા,
રોજ ઉઠીને બહાર ભટકવું લખ્યા લેખ શું છે એવા.
સાહુકારોની સોબત છોડી દોસ્ત બનાવ્યા મોજીલા,
નાટક ચાટક જવાં સારાં લખ્યા લેખ શું છે એવા.
આજે અહીંયાં કાલે તહીંયા એજ ધંધો ચલાવ્યો છે,
ચોવાનું છોડીને ભમવું લખ્યા લેખ શું છે એવા.

શૂન્ય નરમાર્ગે જોડી દીધું લગ્નમાને લૂંટાવો છો,
ધીજતના બે હાથ કરવાને લખ્યા લેખ શું છે એવા.
હસી કરી ઉડાવો અમને કંથ કહ્યું માનો મારૂં,
બાળાને દુઃખી કરવાને લખ્યા લેખ શું છે એવા.
પૈસા વીના પશુ સમ જાણ્યો જીવ્યું વૃથા ગુમાવો છો,
આ પૈસાનું પાણી કરવા લખ્યા લેખ શું છે એવા.
ધરમ બતાવે પોરણુ મોટું પિયુ પાછળ પડશો તેની,
આવાં બુરાં કામ કરવાને લખ્યા લેખ શું છે એવા,
આ સારૂં આ ખોટું કરતા ફરતા રોજ બબડો રાખી,
રોજ ખીસાને ખાલી કરવાં લખ્યા લેખ શું છે એવા.
બુટ કોલર ને બ્રાન્ડી વગર સ્વામી શું પડે નહિ ચેન,
ખાલી ઠાઠ બતાવી ફરવું લખ્યા લેખ શું છે એવા.
લક્ષાધીને લડકો આવ્યો લાડ કરે ઘરમાં ભારે,
આ પ્રમાણે થનથન કરવા લખ્યા લેખ શું છે એવા.
પૈસા પૂરે દીકરી વેચી સટો કરવો બીડી કામ,
કરમ કરાવે કાળું મોઢું લખ્યા લેખ શું છે એવા.
ગરીબડા ગોર્યાં ખાય છે મકકા મારે છે વીરો,
જેન્ટલમેનોને કહેવું નહિ એ લખ્યા લેખ શું છે એવા.
વીશ પચીસ કે પચાસ વર્ષમાં આ આયુષ્ય જાશે તૂટી,
બાપલાલ પૂછે બગાબાપને લખ્યા લેખ શું છે એવા.



# સરાખી શંકરભાઇ.

## ગઝલ

સરાબ પીતાં શંકરભાઇ જોવા પીઠામાં પધાર્યા છે,
શું ચક્કરમાં ચઢે હોંસથી તે સઘળું દર્શાવ્યા છે.
બોટલ બેની હદ બતાવી ગલાસ ભરી ગટકાવ્યા છે,
નીશાથી ચકચુર બનને શું રંગમાં આવ્યા છે.
બેરી ઘરમાં વાટ જુએ છે ક્યારે આવશે પ્રાણઆધાર,
સેલ કરવાને ભાઇ પધાર્યા સુખે ભજશે શ્રી ગોપાળ.
શંકરભાઇ પીઠેથી ચાલ્યા રસ્તામાં અરબડીયાં ખાય.
એક માટીડો સામો આવ્યો તાડી પી ચકલાની માંય.
તાડી વાળે દમ બતાવ્યો સરાખી ઝોલાં શું ખાય,
ધાંધલ કીધું રસ્તા વચ્ચે લોક જોવા સૌ આવ્યા આંય.
બંન્ને જણા ત્યાંથી ચાલ્યા વાદ કરે એક બીજાથી,
નીસામાં અરબડયાં ખાતાં શું ઉચારે મુખમાંથી;
સરાખીએ શોક બતાવ્યો જાવું છે રંડીને ઘેર,
પાંચ પચીસ કુરબાન કરીને શોખ માણશું આણી લેર.
જા પાછો પાસેથી મારી નથા સાથમાં તારૂં કામ,
લોકો સઘળા જુએ તમાસા શું કરવાને બીડે હામ.
તાડીખાંએ સોગન લીધાં કે આવું સાથે તારી,
ધીક જીવ્યું જાણશે જગમાં લોક કરશે હાંસીયારી.

સરાબીએ માર કહીને તમાચ મારી તાણીને.
વીર પુરૂષ આ વાડીખાંને શું કહીએ બાઇ જાણીને.
લપા છપી બંન્ને લાગ્યા ગટરમાં લબડાયા છે,
પોલીસ આવી પાસે ઉભા તે દ્રષ્ટે મેં ભાળ્યા છે.
વાડીખાંબાઇ છટકી ચાલ્યા સરાબી સપડાયા છે,
માર મારે છે સીટીવાળા કહો કરવા શું ધારે છે.
સરાબીએ હમ બતલાયા છોડ કહું છું હું તુજને,
પાંચ પંદરની રોજી ખોસે શું હેરાન કરે મુજને,
સીટી વાળા સમજયો સારૂં બાજુમાં બોલાવે છે,
આંખોથી ઇસારો આપી રૂપીયા પાંચ પડાવે છે.
સરાબી આગળમાં ચાલ્યાં ગાંડી એક મંગાવે છે,
હાથે પકડી લીધી બાળા ગાડી પુર ચલાવે છે.
નીસામાં ચકચુર બનેલા સરાબી કરે શું કામ,
બાઇલાલ લખવું બંધ કરે છે હવે નથી એ મારૂં કામ.



## અંજેરી ગપ્પાભાઇ.

### ગઝલ

ગાંજામાં ગપ્પાભાઇ જાગ્યા ચલમ બનાવી પુરી તોર,
શીવ ભોળાનું નામ લઇને લખી રહયો છું આણીપોર.
ગાંજો પીને ગાવા લગ્યા ધ્યાન ડગ્યું કુંવારો છું.
ખીસા ખાલી રહે છે મારા પરણો ક્યારે થવાનો છું.

ઇજત, મારી ગ્રતી આગે ત્રિયાનું દુઃખ ભારે છે,
છૂપો ગાંજો ઘરમાં પીતો અચરજ ત્યાં એક બાબ છે.
ઝરૂખો સામે છે સુંદર બાળા બાર વરસની ખડી,
ગંજેરીએ ધ્યાન દઇને દ્રષ્ટી સામે રાખી કરી.
ભાન ગંજેરી ભુલ્યા બારે વિચાર થયો બોલવું અડી,
પ્રીત લગાડી પ્યારી સાથે મોજ ઉડાવવી ભારી સહી.
નોકરીથી નવરાસ મળે નહિ આપો દી ઘરમાં અડવું,
આ પ્રમાણે કાર્ય આદર્યું કહો અમારે શું કરવું.
અબળાના શા વિચાર ઉપજ્યા તે દીલથી સમજાતુંનથી,
ચટપટી લાગી જે ચીવમાં ઘરમાં રહેવું ગમતું નથી.
ઘડી ઘડી જરૂખે બાળે અબળા ઘર ઉઘાડું છે.
આંખ મીચીને જોવું મળે એમ કરવું તે ધાર્યું છે.
આ વિચાર ગંજેરીનો છે પિયા ફેશન બતાવે છે,
ફેન્સી સાડી પોલકા સાથે ડ્રેસ ઉભી સજાવે છે.
હેન્ડ કર ચીફને હાથમાં રાખી છત્રી કરમાં લીધી વળી,
સ્ટોકીંગ સાથે બુટ ચઢાવી ચરમાં આંખે લીધાં ધરી.
ફેશનમાં અબળા આ ચાલી રોડ લીધો મોટા મંદિર,
ગંજેરીએ કેડો લીધો વાત કરૂં જઇને મંદિર.
સીટીનો સીટકારો કરીને અબળાને અટકાવી છે,
ખીસ્સામાંથી નોટ બતાવી તુરત ત્યાં લલચાવી છે.

ઓખા આમજી જાણી બારે અલબેલો મનમાં વસીયો,
પણ લખ્યાં પહોંચાડું આજે ધીરજ ધરે મનમાં રહીયો.
પણ બતાવે બાગ બીજામાં ગંજેરી વાંચે છે ખાસ,
વિચાર કરે બાઇલાલ અહીં પોતે વાંચો શું લખ્યું છે ખાસ,



## સટાબાજી ભગાભાઇ.

### ગઝલ

જુઓ ભગાભાઇ ભસવા બેઠા માત પીતાને શું કહે છે.
પરદેશમાં જાવું છે કમાવા શા માટે રોકે તું છે.
હઠ છોડોને માતા મારી પીતાજીને કરૂં પ્રણામ,
પગ પકડીને નાંખું કુવામાં ધાર્યું કરૂં હું મારૂં કામ.
જે મીલકત પીતાજીની જે કરૂં સઘળી હું મારે હાથ,
સટાનો સોદો કરવાને જાઉં નહિ હું ખાલી હાથ.
બાબર બાઇએ સટામાંથી બાર હજાર લીધા મારી,
મથુરબાઇએ સટામાંથી સીત્તેર હજાર લીધા તારી.
સોમાબાઇએ સેંકડો લીધા સટે ચઢીને લેર કરે,
ચતુરબાઇ તો ચાર રૂપીયામાં ઘેર બેઠાં ગુલતાન કરે.
શું સટો શું સટો આજે સટો થયો મુંબઇમાં થાય,
કાલાબાનો બજાર જોવાને દીલ મારૂં કહું છે લલચાય.

પાંચ લાખની મિલકત મારી સટ્ટાથી નહિ ડરવાનો.
ઘરની પ્રિયાથી રજા લઇને આજ સટ્ટે હું ચઢવાનો,
માતા મનથી તો સમજી શું પુત્ર ચઢયો છે ચગડોળે.
સમજાયો સમજે નહિ મારો હાથ હરી હું તારે ખોળે.
ભગાભાઇ ઘરમાં આવીને પ્રિયાને કહેવા લાગ્યા,
સટ્ટો કરવા જાવું છે મારે આપ રજા લેવા આવ્યા.
માતપીતાને નાંખ્યાં મારી આંખો, હું પાસે તારી,
મોજ કરીશું હવે આપણે સટ્ટામાં ગુલતાન કરી.
થરથર કંપી કહે પ્રેમદા જુલમ કર્યો શો તમે પતી,
ઊંધી મતી સમજાવી કોણે આવી પડયા છો દુઃખમાં અતી.
નાથ ન જાવા દઉં હું તમને છે મિલકત જે ભારે દામ,
નવ ખૂટે ખાધેથી પ્યારા હોય નહિ જો રળવા હામ.
ઘેર બેઠાં ગુલતાન કરીશું સટ્ટે હું નહિ ચઢવા દઉં,
સટ્ટાનું મોં કાળું સમજી અરે કેમ હું ચઢવા દઉં.
ભગાભાઇએ ભાળવું લીધું અપશુકન આપો છો શું,
સુરતમાં સટ્ટો છે ધાર્યો કેમ ના પાડો છો શું.
છે દીલમાં ધાર્યું જે મારૂં કરવાનો ધરીને હામ,
નહિ પાછો પડવાનો પ્યારી ચલાવો ડહાપણ શું આમ.
સ્ત્રીની બુદ્ધિ તુચ્છ ગણીને ભગાભાઇ આગળ ચાલ્યા,
શેર બજારે સોદા કરવા રૂપીયા ખીસામાં ઘાલ્યા.

ભાવ જુઓ છે બારી બારી સોદો કરવો છે સારો,
દ્યાલને પડખામાં રાખી શેર લીધો છે એક સારો.
પેલા શેરના પાંચ હજાર નફો આપી સો માગે છે,
ભાગ્યમાં ભગદાખા પોતે દ્યા ચકરે નાંખે છે.
રોજરોજના ભાવ વધે છે બીજા બાર સામટા લીધા,
વેચી સઘળા પૈસા કરતાં બે લાખ સામટા દીધા.
નુકશાન જોઇ બગાભાઇ ભડક્યા હીમત રાખી છે સારા,
પાંચ લાખનું પાણી કરીઉ આ શું બુધ્ધિની બલીહારી.
બગાભાઇએ વહાલ બતાવ્યું પ્યારીથી શું વદે વચન,
પુત્રી કેશર વિક્રય કરવી કરો વિચાર ધરીને મન.
અફસોસ કરી અબળા શું કે છે નાથ મતી કયાં ગઇ છે બળી,
ધીક ઈચ્છું જણાવી જગમાં કયાં નર્કમાં જાઓ છો રળી.
અહિઠ સમજી પોતે ચાલ્યા ચકરમબાઇ પાસે આવ્યા,
પ્યારી પુત્રી કેસર મારી વિક્રય કરવી/કહેવા લાગ્યા.
એજન્ટ ચકરમ બાઇ છે મોટે નામે પ્રખ્યાતી છે ઘણી,
કન્યા વિક્રય કામ કરવામાં નહિ કરતા પાછી પાની.
શિકાર આવેલો સારો સમજી બગાને કહેવા લાગ્યા
પુત્રી તારી ગુણીયલ સારી દામ મળશે કહું મોં માગ્યા.
બગાભાઇ-સાત હજારે સોંપી દેવી બાળા બહાદુર મારે ઘેર,
કોઇ ધનાઢ્ય પકડી લાવો આપું દ્યાલી પુરી પેર.

એક બેરીસ્ટર બોલેર જ્ઞાતિનો પૈસો પુષ્કળ લેઇ પરણ્યો,
નાજુક નખરારી શેઠાને હિસાબ કરે નહિ પૈસા તણો.
ચકરમભાઇએ લાગું લીધું હલાલી પુરતી લેવી,
વર અને કન્યા મળે પણ કેમ અમારે મૂકી દેવી.
હલાલીમાં દે૯ હજારની ફેશ લઇને ઉઠે છે,
બેરીસ્ટર ભગાભાઇ સાથે શું આનંદથી ભૂકે છે.
હું સગો તું સસરો મારો કન્યા તારી મારે ઘેર,
આનંદ મંગળ ગાશે ગીતો શોખ માણીશું આણી લેર.
આ ભગાભાઇ અહીંયાં અટક્યા પ્રિયા રૂદન કરવા લાગી,
પ્યારી પુત્રી કેસર આવી માને શું પૂછવા લાગી.
કેમ રૂઓ છો માતા મારી શું દુઃખ આવ્યું છે આજે,
જો બતાવો નહિ મુજને તો પ્રાણ તજીશ હું તે કાજે.
માતા પુત્રીને શું કહે છે પિતા અભાગી કરમે તારા,
વિક્રયનો વિચાર કરવાથી ઊંડી હૃદયે આગી જ્વાળા.
મેં સમજાવ્યો પીતા તારો કંથ કહ્યું માને નહિ જરા,
તરછોડી ને મુજને આપ્યા લીલામ કરવા તુજને બાળા.
બીલકુલ પાંચ લાખની જે મોટી સગગાવી સટામાં છે,
હવે ખજાનો પુત્રી જાણી અંધ બની લલચાયા છે.
ઓ વાલી ઓ કેસર મારી રૂદન કરૂં કરમે તારા,
ધીક જીવ્યું જણાશે જગમાં લોક જોશે નખશ તારા,

કેશર જોઈ રોવા લાગી દુઃખ માની બળજે છે,
પ્રભુ પ્રભુ ઓ પ્રભુ પ્યારા એમ મુખથી ઉચ્ચારે છે.
હાથ જોડીને અબળા અહીંયાં રૂદન કરી કહેવા લાગી,
ઓ પીતા ઓ પીતા પ્યારા મતી આપની ક્યાં નાઠી.
કેશરને અહીં કષ્ટ પડયું છે કોણ મદદ આવીને કરે,
પાછલી રાતના ચાર વાગ્યાનો બાઈહાલ લખવા હીંમત કરે.

## જુવાનીમાં દીવાના મત બનો ?

### કવાલી

જુવાની તું ખરે અમને દીવાના તો બનાવે છે,
કંલકીત નામમાં નાખી અમોને શું ભમાવે છે,
ભુલાવીને ભમાવે છે અને અંતે રડાવે છે,
દગાના ચક્કરે નાખી અમોને શું સતાવે છે,
બતાવે આંખથી સારૂં બગાડે પ્રાણથી પ્યારૂં,
અને રીઝલ્ટ આખરમાં નીરાશાનું બતાવે છે,
શીખાવે પાઠ ખોટાનો પ્રવીણ તેમાં બનાવે છે,
ચઢાવીને પછાડે છે અને આખર રડાવે છે.
અરે તુજ ગુણની ગજબો પ્રગટ આ મેં કીધી આજે,
રહી જે વાશને વળગી ચખાડયો સ્વાદ તેં આજે,
અમો પણ ભાન ભુલીને કહું પછળ પડયા તારી,
ખરે સુખ સ્વર્ગનું જાણી અમે દુઃખી થયા ભારી,
જુવાની કેહનો નીચો બનાવે મગજને મેલું,
પમાડે આબથી મેહ કરાવે કામ શું પેલું,

ચખ્યો નામનો કંઈ ચૂપકામાં [illegible] મુનિઓનો.
ચખાવીને ચખાડ્યો છે રસો જે સ્વાદ દુનિયાનો,
જુવાની જોસમાં ચાલે મઝા શું રંગમાં માને,
લગાડે ડાઘ જે ખોટા પડે ગુજ ફંદને પાને,
જુવાનીમાં બનો ઘેલા વૃદ્ધાપણમાં નથી સેલા,
વીત્યું જે દુઃખ બહુ હાલે ખરે રસ્તા નથી સેલા,
છુપાવીને કીધા જાહેર જાણ્યા જે ગુણ મેં તારા,
નચાવે ભ્રુકુટિને વળગી નયનની સામને ન્યારા,
જુવાની ઘડ નથી થાશે વદે વીરલા જમાનામાં.
અરે અંધા સમે પગલાં સમજ શો આ જમાનામાં,
જુવાની ઝાંઝવાનું જળ કરે આકાશ ફૂળ આશા,
જુવાનીના મદે ડોલી અધર કીલા રચે ખાસા,
જુવાનીમાં લખ્યું મારૂં હૃદયને લાગશે પ્યારૂં,
વદે બાબલાલ અંતરથી સાચવશો આ લખ્યું મારૂં,



## તાજ વિનાનો રાજ તિલક.

અરે આ દેશનો પ્યારો હતો જે વીરલો ડાહ્યો,
ગયો આ દેશને ત્યાગી હતો જે વીરલો ડાહ્યો,
સહન સંકટ ઘણાં કીધાં સુખો સ્વપ્ને નહિ દીઠાં,
કર્યાં આ દેશનાં કામો હતો જે વીરલો ડાહ્યો,
કર્યાં બહુ દેશ છે બારી પુરાતન જે બતાવ્યું છે,
પ્રજાને પ્રિય કરનારો હતો જે વીરલો ડાહ્યો,

[illegible] નામનો ડંકો ખુબજથી બા.
અગો છે સ્વર્ગનો સાથી હતો જે વીરલો.
ગયું આ રત્ન જે વારે પડે નહિ ચેન તે વાર,
પરાયું શ્રેય કરનારો હતો જે વીરલો ડાહ્યો,
જેલો ને મેલ જાણીને વસેલો મોજથી પોતે,
બતાવું શું લખી આજે હતો જે વીરલો ડાહ્યો,
દેવોએ કોપ શો કીધો જુલમ આ દેશમાં દીધો,
રંઝગતા તાજને છોડયું હતો જે વીરલો ડાહ્યો,
વીયોગી તાજનો માલીક દેવી ઉજ્વલ થશે ક્યારે,
શુરાને સોડમાં લીધો હતો જે વીરલો ડાહ્યો,
પ્રભુ આ તાજનો માલીક તોફાને ક્યાં ચઢાવ્યો છે,
મૂક્યા અફસોસમાં અમને હતો જે વીરલો ડાહ્યો,
ચખાડયો સ્વાદ સત્યોનો અમોને યાદ આવે છે,
ગાંધીનો સંગ કરનારો હતો જે વિરલો ડાહ્યો,
સીટી મુંબઈ તણી બારે દરીયાની લેર ત્યાં આવે,
સદા ચોપાટીને આજે હતો જે વીરલો ડાહ્યો,
છતી આ ઝુંપડી તેની નીહાળું હર ઘડી આજે,
દેવીનું દુઃખ હરનારો હતો જે વીરલો ડાહ્યો,
અરે આ દેશ વીરોથી ભજો ભગવાનને ભારી,
હજારો વીરલા જાગો વિનંતી એજ છે મારી,
ગયા સ્વર્ગે મૂકી અડધે દેવી રહેજો કહું પડખે,
સોરઠ ભઇલાલ બતાવે છે હતો જે વિરલો ડાહ્યો।

## ...વાંજીનો સંદેશો

### ...ભીન, સ્વધર્માભિમાન વગરનુ

### જીવ[illegible] થયું છે.

...ધ પ્રજાના સંસર્ગથી અને વિલાયતી બનાવટનો મા
આપણે જેમ જેમ વાપરતા થયા તેમ તેમ આપણે ધર્મ
અને કર્મભ્રષ્ટ થયા આપણું સ્વઆત્મ, સ્વધર્મ અને સ્વ-
દેશાભિમાન નષ્ટ થયું. જ્યાં ત્યાં આપણો અવાજ
નગારામાં તતુડીના જેવો સંભળાય છે. આ
શરમાવનારી દશામાંથી મુક્ત થઈ

**સ્વતંત્રતા મેળવવા માટે**

આપણે જેમ બને તેમ નહી પરંતુ ખરા હૃદયથી જરા તરા
સારી નરસી વસ્તુઓ હોય તો પણ આપણાજ દેશમાં
બનેલી વસ્તુઓ વાપરવી જોઈએ

**ત્યારે સ્વદેસી સુગંધ સાહિત્ય ક્યાંથી ખરીદશો ?**

દરેક જાતના, તેલો, અત્તરો, કેશર, કસ્તુરી, અંબર, બરાશ, જનોઈ, માળા, કંઠી, ધુપ, દેવડી કાથો, દરેક જાતની અગરબત્તી, સોના ચાંદીના સાચા વરખ, ધુપેલ તથા કપડામાં મુકવાના વાળા, સુરત વિલાસ કંકુની ડબીઓ અને ચોખ્ખા ધુપેલ તેલના વેપારી.

**સરૈયા બ્રધર્સ જેની બરાનપુરી ભાગોળ-સુરત**